બ્હેન રતન બ્હેન તરફથી ભેટ.

સદ્દગતિદર્શક

# અંત સમયની ક્રિયા.




છપાવી કર્ત્તા

ત્રીભોવનદાસ નગીનદાસ

નગરશેઠની પોળ-સુરત.





વિક્રમ સં. ૧૯૭૪

# નિત્ય કરવાનાં ચાર શરણુ.

મુજને ચાર શરણુ હજો, અરિહંત સિદ્ધ સાધુજી;
કેવલીધર્મ પ્રકાશીયો, રત્ન ત્રણ અમુલખ
લાધોજી; મુ૦ ૧
ચઉગતિતણાં દુઃખ છેદવા, સમરથ શરણાં એ હોજી,
પૂર્વે મુનિવર જે હુઆ, તેણે કીધાં શરણાં
તે હોજી. મુ૦ ૨
**સંસારમાંહી** જીવને, સમરથ શરણાં ચારોજી;
ગણી સમયસુંદર એમ કહે, કલ્યાણ મંગળ-
કારોજી. મુ૦ ૩

૨

લાખ ચોરાસી જીવ ખમાવીએ,
મન ધરી પરમ વિવેકજી;
મિચ્છામિ દુક્કડ દીજીએ,
જીનવચને લહીએ ટેકજી. લા૦ ૧
સાત લાખ ક્ષુદ્ર ગતિ તેઉ વાઉના,
દશ ચૌદે વનના ભેદોજી;
ખટ વીગલ સુર તીરી નારકી,
ચઉ ચઉ ચઉદે નરના ભેદોજી. લા૦ ૨

૨

જીવા જોનીએ જાણીને,
સહુ સહુ મિત્ર સંભાવોજી;
ગણી સમયસુંદર એમ કહે,
પામીયે પુન્ય પ્રભાવોજી. લા૦ ૩

૩

પાપ અઢારે જીવ પરીહરો,
અરિહંત સિદ્ધની સાખેજી;
આલોવ્યા પાપ છૂટીએ,
ભગવંત એણી પેરે ભાખેજી. પા૦ ૧
આશ્રવ કષાય દોય બંધના,
વળી કલહ અભ્યાખાનજી;
રતિ અરતિ પૈશુન નિંદના,
માયાં મોસ મિથ્યાતજી. પા૦ ૨
મન વચન કાયાયે જે કર્યાં,
મિચ્છામિ દુક્કડં તે હોજી;
ગણી સમયસુંદર એમ કહે,
જૈનધર્મનો મર્મ એ હોજી. પા૦ ૩

૪

ધન ધન તે દીન મુજ કદી હોસ્યે,

હું પામીશ સંજમ સુધોજી;
પૂર્વરીષિપંથે ચાલસું,
ગુરૂ વચને પ્રતિબુધોજી. ધન૦ ૧
અંત પંત ભીક્ષા ગોચરી,
રણવણે કાઉસ્સગ્ગ કરશુંજી;
સમતા શત્રુ મિત્ર ભાવસું,
સંવેગે સુધો ધરસુંજી. ધન૦ ૨
સંસારના સંકટ થકી,
હું છુટીશ અવતારોજી;
ધન ધન સમયસં‍ગ તે ઘડી,
તો હું પામીશ ભવના પારોજી. ધન૦ ૩

## અથ પદ્માવતી આરાધના પ્રારંભ.

હવે રાણી પદ્માવતી ॥ જીવરાશી ખમાવે ॥ જાણપણું જગતે ભલું ॥ ઇણ વેળા આવે ॥૧॥ તે મુજ મિચ્છામી દુક્કડં ॥ અરિહંતની સાખ ॥ જે મેં જીવ વિરાધીયા ॥ ચઉરાશી લાખ ॥ તે મુજ. ॥ ૨ ॥ સાત લાખ પૃથ્વીતણા ॥ સાતે અપકાય ॥ સાત લાખ તેઉ કાયના ॥ સાતે વળી

વાય ॥ તે. ॥ ૩ ॥ દેશ પ્રત્યેક વનસ્પતિ ॥ ચઉ-
દહ સાધાર ॥ બી ત્રિ ચઉરિંદી જીવના ॥ બે બે
લાખ વિચાર ॥ તે. ॥ ૪ ॥ દેવતા તિર્યંચ
નારકી ॥ ચાર ચાર પ્રકાશી ॥ ચઉદહ લાખ
મનુષ્યના ॥ એ લાખ ચોરાશી ॥ તે. ॥ ૫ ॥
ઇણ ભવ પરભવે સેવીયા ॥ જે પાપ અઢાર ॥
ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂં ॥ દુર્ગતિના દાતાર
॥ તે. ॥ ૬ ॥ હિંસા કીધી જીવની ॥ બોલ્યા મૃષા
વાદ ॥ દોષ અદત્તાદાનના ॥ મૈથુન ઉન્માદ ॥ તે. ॥
॥ ૭ ॥ પરિગ્રહ મેલ્યો [illegible]મો ॥ કીધો ક્રોધ
વિશેષ ॥ માન માયા લોભ મેં કીયાં ॥ વળી
રાગને દ્વેષ ॥ તે. ॥ ૮ ॥ કલહ કરી જીવ દુહવ્યા ॥
કીધાં કુડાં કલંક ॥ નિંદા કીધી પારકી ॥ રતિ
અરતિ નિઃશંક ॥ તે. ॥ ૯ ॥ ચાડી કીધી ચોતરે ॥
કીધો થાપણ મોસો ॥ કુગુરૂ કુદેવ કુધર્મનો ॥
ભલો આણ્યો ભરોસો ॥ તે. ॥ ૧૦ ॥ ખાટકીને
ભવે મેં કીયા ॥ જીવ નાના વિધ ઘાત ॥ ચીડી-
માર ભવે ચરકલાં ॥ માર્યાં દિન રાત ॥ તે. ॥
॥ ૧૧ ॥ કાજી મુલ્લાંને ભવે ॥ પઢી મંત્ર કઠોર ॥

જીવ અનેક જીમ્મે કીયા ॥ કીધાં પાપ અઘોર ॥ તે. ॥ ૧૨ ॥ માછીને ભવે માછલાં ॥ ઝાલ્યા જળવાસ ॥ ધીવર ભીલ કોળી ભવે ॥ મૃગ પાડયા-પાસ ॥ તે. ॥ ૧૩ ॥ કોટવાળને ભવે મેં કીયા ॥ આકરા કર દંડ ॥ બંદીવાન મરાવીયા ॥ કોરડા છડી દંડ ॥ તે. ॥ ૧૪ ॥ પરમાધામીને ભવે ॥ કીધાં નારકી દુઃખ ॥ છેદન ભેદન વેદના ॥ તાડન અતિ તિખ્ખ ॥ તે. ॥ ૧૫ ॥ કુંભારને ભવે મેં કીયા ॥ નીમાહ પચાવ્યા ॥ તેલી ભવે તીલ પીલીયા ॥ [illegible]ડ ભરાવ્યાં ॥ તે. ॥ ॥ ૧૬ ॥ હાલી ભવે હળ ખેડીયાં ॥ ફાડયાં પૃથ્વીનાં પેટ ॥ સુડ નિદાન ઘણાં કીધાં ॥ દીધા બળદ ચપેટ ॥ તે. ॥ ૧૭ ॥ માળીને ભવે રોપીયાં ॥ નાના-વિધ વૃક્ષ ॥ મુળ પત્ર ફલ ફુલનાં ॥ લાગ્યા પાપ તે લક્ષ ॥ તે. ॥ ૧૮ ॥ અધોવાઇઆને ભવે ॥ ભર્યા અધિકા ભાર ॥ પોઠી પુંઠે કીડા પડયાં ॥ દયા નાણી લગાર ॥ તે. ॥ ૧૯ ॥ છીપાને ભવે છેતર્યા ॥ કીધા રંગણ પાસ ॥ અગ્નિ આરંભ કીધા ઘણા ॥

ધાતુર્વાદ અભ્યાસ ॥ તે. ॥ ૨૦ ॥ શુરપણે રણ
ઝુઝતાં ॥ માર્યાં માણુસ વૃંદ ॥ મદિરા માંસ
માખણ ભખ્યાં ॥ ખાધાં મુળ ને કંદ ॥ તે. ॥
॥ ૨૧ ॥ ખાણ ખણાવી ધાતુની ॥ પાણી
ઉલેચ્યાં ॥ આરંભ કીધા અતિ ઘણા ॥ પોતે
પાપજ સંચ્યા ॥ તે. ॥ ૨૨ ॥ કર્મ અંગાર
કીયા વળી ॥ ઘરમેં દવ દીધા ॥ સમ ખાધા
વીતરાગના ॥ કુડા કોસજ કીધા ॥ તે. ॥ ૨૩ ॥
બીલ્લી ભવે ઉંદર લીયા ॥ ગીરોલી હત્યારી ॥
મુઢ ગમાર તણે ભવે ॥ મેં જુ લીખ મારી
॥ તે. ॥ ૨૪ ॥ ભાડભુંજ[illegible] ભવે ॥ એકેંદ્રિય
જીવ ॥ જ્વારી ચણા ગહું શેકીયા ॥ પાડંતા
રીવ ॥ તે. ॥ ૨૫ ॥ ખાંડણ પીસણ ગારના ॥
આરંભ અનેક ॥ રાંધણ ઇંધણ અગ્નિનાં ॥
કીધાં પાપ ઉદેક ॥ તે. ॥ ૨૬ ॥ વિકથા ચાર
કીધી વળી ॥ સેવ્યા પાંચ પ્રમાદ ॥ ઇષ્ટ
વિયોગ પાડયા કીયા ॥ રૂદન વિખવાદ ॥ તે. ॥
॥ ૨૭ ॥ સાધુ અને શ્રાવકતણાં ॥ વ્રત લહીને
ભાગ્યાં ॥ મુળ અને ઉત્તરતણાં ॥ મુજ દુષણ
લાગ્યાં ॥ તે. ॥ ૨૮ ॥ સાપ વીંછી સિંહ

થાવરા ॥ શકરા ને સમળી ॥ હિંસક જીવ તણે ભવે ॥ હિંસા કીધી સબળી ॥ તે. ॥ ૨૯ ॥ સુવાવડી દુષણ ઘણાં. ॥ વળી ગર્ભ ગળાવ્યા ॥ જીવાણી ઢોળ્યાં ઘણાં ॥ શીળ વ્રત ભંજાવ્યાં ॥ તે. ॥ ૩૦ ॥ ભવ અનંત ભમતાં થકાં ॥ કીધા દેહ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂં ॥ તીણશું પ્રતિબંધ ॥ તે. ॥ ૩૧ ॥ ભવ અનંત ભમતાં થકાં ॥ કીધાં પરિગ્રહ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂ ॥ તીણશું પ્રતિબંધ ॥ તે. ॥ ૩૨ ॥ ભવ અનંત ભમતાં થકાં ॥ કીધાં કુટુંબ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂં ॥ તીણશું પ્રતિબંધ ॥ તે. ॥ ૩૩ ॥ ઇણી પરે ઇહ ભવ પરભવે ॥ કીધાં પાપ અખત્ર ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસીરૂં ॥ કરૂં જન્મ પવિત્ર ॥ તે. ॥ ૩૪ ॥ એણી વિધે એ આરાધના ॥ ભવિ કરશે જેહ ॥ સમયસુંદર કહે પાપથી ॥ વળી છુટશે તેહ ॥ તે. ॥ ૩૫ ॥ રાગ વેરાડી જે સુણે ॥ એહ ત્રીજી ઢાલ ॥ સમયસુંદર કહે પાપથી ॥ છુટે તત્કાળ ॥ તે. ॥ ૩૬ ॥

---

# પુણ્ય પ્રકાશનું સ્તવન.

## દુહા.

સકળ સિદ્ધિદાયક સદા, ચોવીસે જીનરાય;
સદ્ગુરૂ સ્વામિની સરસ્વતી, પ્રેમે પ્રણમું પાય.૧
ત્રિભુવનપતી ત્રીસલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્ધમાન વડવીર.૨
એક દિન વીર જીણંદને, ચરણે કરી પ્રણામ;
ભાવિક જીવના હિત ભણી, પુછે ગૌતમ સ્વામ.૩
મુક્તિ મારગ આરાધીએ, કહો કિણ પરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત.૪
અતિચાર આળોઇએ, વ્રત ધરીએ ગુરૂ શાખ;
જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ.૫
વિધિશું વળી વોશરાવિએ, પાપકસ્થાન અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર.૬
શુભકરણી અનુમોદિએ, ભાવ ભલો મન આણ;
અણસણ અવસર આદરી, નવપદ જપો સુજાણ.૭
શુભ ગતિ આરાધન તણા, એ છે દસ અધિકાર;
ચિત્ત આણિને આદરો, જેમ પામો ભવપાર.૮

# ઢાળ ૧ લી.

## કુમતીએ છેડી કીહાં રાખી. એ દેશી.

ગ્નાન દરિસણ ચારીત્ર તપ વિરજ, એ પાંચે આચાર; એહ તણા એહ ભત્ર પરભવના, આલોઇએ અતિચારરે પ્રાણી. ગ્નાન ભણો ગુણખાણી; વીર વદે એમ વાણીરે પ્રા૦ ૧ એ આંકણી. ગુરૂ ઓળવીએ નહીં ગુરૂ વિનય, કાળે ધરી બહુ માન; સુત્ર અરથ તદુભય કરી સુધાં, ભણીએ વહી ઉપધાનરે. પ્રા૦ ગ્ના૦ ૨. ગ્નાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી, તેહ તણી કીધી આશાતના, ગ્નાન વિરાધ્યું જેહ. આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિછામિદુક્કડં તેહરે. પ્રા૦ ગ્ના૦ ૪ પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણીરે, પ્રા૦ સ૦ જીનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ; સાધુ તણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મા રાખરે. પ્રા૦ સ૦ ૫ મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરિએ; સામીને ધરમે કરી થીરતા, ભક્તિ પરભાવના કરિએરે, પ્રા૦ સ૦ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મતિ લેખો; દ્રવ્ય દેવકો જે વિણુસાડયો, વિણુસંતો ઉવેખ્યોરે. પ્રા૦ સ૦ ૭ ઇત્યાદિક

વિપરીતપણાથી, સમકિત ખંડયું જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ; મિછામિદુક્કડં તેહરે. પ્રા૦ સ૦ ૮. પ્રાણી ચારિત્ર લ્યો ચિત આણી. પંચ સુમિતિ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય; સાધુ તણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાયરે. પ્રા૦ ચા૦ ૯ શ્રાવકને ધર્મે સામાયક, પોસહમાં મન વાળી; જે જયણા પુર્વક જે આઠે, પ્રવચન માય ન પાળીરે. પ્રા૦ સ૦ ૧૦ ઈત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યું જેહ; આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિછામિદુક્કડં તેહરે. પ્રા૦ ચા૦ ૧૧. બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે શકતે; ધર્મે મન વચન કાયા વિરજ, નવિ ફોરવીઉ ભગતેરે. પ્રા૦ ચા૦ ૧૨. તપ વિરજ આચાર એણી પરે, વિવિધ વિરાધ્યાં જેહ; આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિછામિદુક્કડં તેહરે, પ્રા૦ ચા૦ ૧૩. વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઇએ; વીરજીણેસર વયણ સુણીને, પાપ મેલા સવી ધોઇએરે. પ્રા૦ ચા૦ ૧૪.

## ઢાળ ૨ જી.

### પામી સુગુરૂ પસાય. એ દેશી.

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતી, એ પાંચે થાવર કહ્યાએ. ૧ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કુવા તળાવ ખણાવીયાંએ, ૨ ઘર આરંભ અનેક, ટાંકાં ભુંઇરાં; મેડી માળ ચણાવીઆંએ. ૩ લીંપણ ઘુંપણ કાજ, એણી પરે પરેપરે, પૃથ્વિકાય વિરાધીયાએ. ૪ ધોયણ નાહણ પાણીરે, ઝીલણ અપ્પકાયે, છોતિ ધોતિ કરી દુહવ્યાએ. ૫ ભાઠીગર કુંભાર, લોહ સુવનગરા; ભાડભુંજા લીહા લાગરાએ. ૬ તાપણ સેકણ કાજ, વસ્ત્ર નિખારણ; રંગણ, રાંધન રસવતિએ. ૭ એણીપરે કર્માદાન, પરે પરે કેવલી; તેઉ વાયુ વિરાધીયાએ. ૮ વાડી વન આરામ, વાવી વનસ્પતી; પાનફુલ ફળ ચુંટીયાંએ. ૯ પુંહક પાપડી શાક, સેકયાં સુકવ્યાં; છેદયાં છુદયાં આથીયાંએ. ૧૦ અળશીને એરંડા, ઘાણી ઘાલીને, ઘણા તિલાદિક પીલીયાએ. ૧૧ ઘાલી કોલુ માંહે, પીલી સેલડી; કંદમુળ ફળ પેચીયાંએ. ૧૨ એમ એકંદ્રી

જીવ હણ્યા હણાવીયા, હણુતાં જે અનુમોદિયાંએ. ૧૩ આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે; તે મુજ મિછામિદુક્કડંએ. ૧૪ ક્રમી સરમીયા કીડા, ગાડર ગંડોલા; ઈએલ પુરા ને અલશીયાંએ. ૧૫ વાળા જળો ચુડેલ, વિચલ તરસ તણુા; વળી અથાણુા પ્રમુખનાંએ. ૧૬ એમ બેરંદ્રી જીવ, જેહ મેં દુહવ્યાં; તે મુજ મિછામિદુક્કડંએ. ૧૭ ઉધેહી, જુ, લીખ, માંકડ મકોડા; ચાંચડ કીડી કંથુઆએ. ૧૮ ગધીઆં ધીમેલ, કાનખજુરીઆ, ગીગોડાં ધનેરીયાંએ. ૧૯ એમ તેરંદ્રી [illegible], જેહ મેં દુહવ્યાં; તે મુજ મિછામિદુક્કડંએ. ૨૦ માંખી મચ્છર ડાંસ, મસા પતંગીયાં; કંસારી કોલિયાવડાએ. ૨૧ ઢીંકણુ વિછુ તીડ ભમરા ભમરીયો;કોતાંબગ ખડમાંકડીએ, એમ ચૌરંદ્રી જીવ જેહ મેં દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડંએ. ૨૩ જળમાં નાંખી જાળ, જળચળ દુહવ્યા; વનમાં મૃગ સંતાપીયાએ.૨૪ પીડયા પંખી જીવ; પાડી પાસમાં પોપટ ઘાલ્યા પાંજરે એ. ૨૫ એમ પંચેંદ્રી જીવ જે મેં દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડંએ. ૨૬.

## ઢાળ ૩ જી.

### વાણી પ્રાણી હિતકારીજી. એ દેશી.

ક્રોધ લોભ ભય હાંસથીજી, બોલ્યા વચન અસત્ય; કુંડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે; જીનજી મિછામીદુક્કડં આજ. તુમ સાખે માહારાજરે, જીનજી દેઈ સારૂ કાજરે; જીનજી મિછામિદુક્કડં આજ. એ આંકણી. દેવ મનુષ્ય તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ; વિષયરસ લંપટપણેજી, ઘણું વિટંબ્યો દેહરે, જીનજી. ૨ પરિગ્રહની મમતા કરીજી, ભવે ભવે મેલી આથ; જે જિહાં તે તિહાં રહ્યુંજી, કોઇ ન આવે સાથરે. જીનજી. ૩ રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ; રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે. જીનજી. ૪ વ્રત લેઈ વિસારીયાંજી, વળી ભાગ્યાં પચ્ચખાણ; કપટ હેતુ કીરીયા કરીજી, કીધાં આપ વખાણરે, જીનજી. ૫ ત્રણે ઢાળે આઠે દુહેજી, આલોયા અતિચાર; શિવ ગતિ આરાધન તણોજી, એ એ પેહેલો અધિકારરે. જીનજી મિછામિદુક્કડં આજ. ૬.

## ઢાળ ૪ થી.

### ( સાહેલડીજી. એ દેશી. )

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે, અથવા લ્યો વ્રત બાર તો; યથાશક્તિ વ્રત આદરો સાહેલડીરે, પાળો નિરતિચાર તો. ૧. વ્રત લીધાં સંભારીએ સા૦ હૈડે ધરીએ વિચાર તો. શિવગતિ આરાધન તણો સા૦ એ બીજો અધિકાર તો. ૨. જીવ સવે ખમાવીએ સા૦ યોનિ ચોર્યાસી લાખ તો. મન શુદ્ધ કરી ખામણાં સા૦ કોઇશું રોષ ન રાખ તો. ૩. સર્વ મિત્ર કરી ચિંતવો સા૦ કોઈ ન જાણો શત્રુ તો. રાગ દ્વેષ એમ પરિહરો સા૦ કીજે જન્મ પવિત્ર તો. ૪ સામી સંઘ ખમાવીએ સા૦ જે ઉપની અપ્રીત તો; સજ્જન કુટુંબ કરી ખામણાં સા૦ એ જીન શાસન રીતી તો. ૫ ખમીએ ને ખમાવીએ સા૦ એહજ ધર્મનું સાર તો; શિવગતિ આરાધન તણો સા. એ ત્રીજો અધિકાર તો ૬ મૃષાવાદ હિંસા ચોરી સા૦ ધનમુરછા મૈથુન તો; ક્રોધ માન માયા તૃષ્ણા સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭ નિંદા કલહ ન કીજીએ સા૦ ન દીજે આળ તો; રતિ અરતિ મિથ્યા તજો સા૦ માયા મોહ જંજાળ તો. ૮ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ

સા૦ પાપસ્થાન અઢાર તો; શિવગતિ આરાધન તણો સા૦ એ ચોથો અધિકાર તો. ૯

## ઢાળ ૫ મી.

## હવે નિસુણો ઇહાં આવીયા. એ દેશી.

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો; કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ૧ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨ અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો; શિવગતિ આરાધન તણોએ, એ પંચમો અધિકાર તો. ૩ આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કઇ લાખ તો; આતમા સાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખ તો. ૪ મિથ્યા મતિ વર્તાવિયાએ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યાં સૂત્ર તો. ૫ ઘડયા ઘડાવ્યાં જે ઘણાંએ, ઘરંટી હળ હથિઆર તો. ભવ ભવ મેલી મુકીયાંએ, કરતાં જીવ સંહાર તો. ૬ પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવાર તો; જનમાંતર પોહોત્યા પછી એ, કોણે ન કીધી સાર તો. ૭ આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક

તો; ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ, આણિ હૃદય વિવેકતો. ૮ દુષ્કૃત નિંદા એમ કરીએ, પાપ કરો પરિહાર તો; શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯.

## ઢાળ ૬ ઠ્ઠી.

### આધે તું જોયને જીવડા, એ દેશી.

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શીયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધ૦ ૧ શેત્રુંજાદિક તિર્થની, જે કીધી જાત્ર, જુગતે જિનવર પુજ્યા, વળી પોખ્યાં પાત્ર. ધન૦ ૨ પુસ્તક ગ્નાન લખાવીયાં, જીર્ણુંહર જિન ચૈત્ય; સંઘ ચતુર્વીધ સાચવ્યા, એ સાતે ખેત્ર. ધન૦ ૩ પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન; સાધુ સુરિ ઉવઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪ ધર્મ કાજ અનુમોદિએ, એમ વારોવાર; શિવગતિ આરાધન તણો, એ સાતમો અધિકાર. ધન૦ ૫ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ; સમતા ભાવે ભાવિએ, એ આતમારામ ધન૦ ૬ સુખ દુઃખ કારણ જીવને,

કોઇઅવર ન હોય; કર્મ આપ જે આચારયાં, ભોગવીએ સોય. ધન૦ ૭ સમતા વિણુ જે અનુસરે પ્રાણી પુન્ય કામ; છાર ઉપર તે લીંપણું ઝાંખર ચિત્રામ. ધન૦ ૮. ભાવ ભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર; શિવગતિ આરાધન તણો. એ આઠમો અધિકાર. ધન. ૯

## ઢાળ ૭ મી.

### રૈવતગીરી હુઆં, પ્રભુનાં ત્રણ કલ્યાણ. એ દેશી.

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર: અણુસણ આદરિયે, પચ્ચખી ચારે આહાર, લલુના સવિ મુકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧ ગતિ ચારે કીધાં, આહાર અનંત નિશંક પણ તૃપ્તિ ન પામ્યો, જીવલાલચીઓ રંક; દુલહો એ વળી વળી, અણુસણનો પરિણામ; એહથી પામીજે, શિવ પદ સુરપદ ઠામ, ૨ ધન ધનાશાલિભદ્ર, બંધો મેઘકુમાર; અણુસણુ આરાધી, પામ્યા ભવનો પાર; શિવ મંદીર જાશે, કરી એક અ-

વતાર; આરાધન કરો, એ નવમો અધિકારો. દશમે અધિકારે મહા મંત્ર નવકાર; મનથી નવિ મુકો, શિવસુખ ફલ સહકાર; એહ જપતાં જાયે, દુર્ગત્તિ દોષ વિકાર; સુપરે એ સમરો, ચૌદ પુરવરનું સાર. ૪ જનમાંતર જાતાં, જો પામે નવકાર; તો પાતીક ગાળી, પામે સુર અવતાર; એ નવપદ સરિખો, મંત્ર ન કો સંસાર; એહ ભવને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫. જ્યું ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય; રાણી રતનવતી બેહુ, પામ્યાં છે સુરભોગ; એક ભવ પછી લેશે, શિવવધુ સંજોગ. ૭ શ્રીમતીને એ વલી; મંત્ર ફલ્યો તત્કાળ; ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાળ; શિવકુમારે જોગી, સોવન પુરીશો કીધ, એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭ એ દશ અધિકારે, વીર જીણેસર ભાખ્યો; આરાધન કેરો વિધિ, જેણે ચિત્ત માંહી રાખ્યો; તેણે પાપ પખાળી, ભવભય દુરે નાખ્યો; જીન વિનય કરંતાં, સુમાત અમૃતરસ ચાખ્યો. ૮.

# ઢાળ ૮ મી.

## નમો ભવિ ભાવશું. એ દેશી,

સિધારથ રાજા કુળ તિલોએ, ત્રિસલા માત મલ્હારતો; અવનિતલે તમે અવતર્યાં એ, કરવા અમ ઉપકારતો, જયો જીનવીરજીએ, ૧. મેં. અપરાધ કર્યાં ઘણા એ, કહેતા ન લહુ પારતો; તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તારતો. જયો. ૨. આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજતો. જયો૦ ૩. કરમ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાલતો; હું છું એહથી ઉભગો એ. છોડવ દેવ દયાળ તો. જયો૦ ૪. આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોલતો; તુઠા જીન ચોવીશમો એ, પ્રગટયાં પુન્ય કલ્લોલ તો. જયો૦ ૫. ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાયતો; દેવ દયા કરી દીજીએ એ. બોજ બીજ સુપસાયતો. જયો૦ ૬

## કળસ.

એહ તરણ તારણ સુમતિ કારણ, દુઃખ નિવારણ જય જયો; શ્રી વીર જીનવર ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો. ૨ શ્રી વિજય દેવ સુરિંદ પટધર, તિરથ જંગમ એણી જગે; તપ ગચ્છપતિ શ્રી વિજય પ્રભુસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨. શ્રી હિરવિજયસુરિ શિષ્ય વાચઃ, શ્રી કીર્તિ વિજય સુરગુરૂ સમો, તસ શિષ્ય વાચક વિનય નિજ એ, થુણ્યો જીન ચોવીસમો. ૩. સઈસતર સંવત ઉગમણત્રીશે, રહી રાંદેર ચોમાસુએ; વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪. નરભવ આરાધને સિદ્ધ સાધન, સુકૃત લીલવિલાસ એ; નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્ય પ્રકાશ એ. ૫.

## ઈતિ પુન્ય પ્રકાશનું સ્તવન સંપુર્ણ.

## શ્રી સોમસુંદર સુરિકૃત પર્યન્તારાધના.

માંદો મનુષ્ય નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે. હે ભગવન! હવે અવસરને ઉચિત ફરમાવો, ત્યારે ગુરૂ છેવટની આરાધના આ પ્રમાણે કહે છે. ૧

અતિચારને આલોવવા જોઇએ, વ્રતો ઉચ્ચરવા જોઇએ, જીવોને ક્ષમા આપવી જોઇએ, અને ભવ્ય આત્માએ અઢાર પાપસ્થાનક વોસરાવવાં જોઇએ. ૨

ચાર શરણ ગ્રહણ કરવાં જોઇએ; દુષ્કૃત (પાપ)ની નિંદા કરવી જોઇએ; અને સારાં કામોની અનુમોદના કરવી જોઇએ; અનશન કરવું જોઇએ, અને પંચ પરમેષ્ઠિને નમસ્કાર કરવા જોઇએ. ૩

જ્ઞાનમાં, દર્શનમાં, ચારિત્રમાં, તપમાં, વીર્યમાં એ રીતે પંચવિધ આચારમાં લાગેલા અતિચારો આલોવવા જોઇએ. ૪

સામર્થ્ય છતાં પણ જ્ઞાનીઓને વસ્ત્ર અન્ન વિગેરે ન આપ્યું હોય અથવા તેમની અવજ્ઞા કરી હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૬

પાંચ પ્રકારનાં જ્ઞાનની નિંદા કરી હોય અથવા ઉપહાસ(મશ્કરી)કર્યો હોય અથવા ઉપઘાત કર્યો હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૭

જ્ઞાનનાં ઉપકરણ પાટી પોથી વિગેરેની જે કોઇ આશાતના થઈ હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૮

નિઃશંકા વિગેરે આઠ પ્રકારના ગુણ સહિત જે સમ્યકત્વ રૂડે પ્રકારે મેં પાલ્યું ન હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૯

જીનેશ્વરની યા જીનપ્રતિમાની ભાવથી પૂજા કરી ન હોય અથવા અભકિતથી પૂજા કરી હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૦

દેવદ્રવ્યનો મેં જો વિનાશ કર્યો હોય અથવા બીજાને નાશ કરતો જોઈ ઉપેક્ષા કરી હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૧

જીનેદ્રમંદિરમાં વગેરેમાં આશાતના કરનારને પોતાની શકિત છતાં ન નિષેધ્યો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૨

પાંચસમિતિ સહિત અથવા ત્રિગુપ્તિ સહિત નિરંતર ચારિત્ર ન પાલ્યું હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૨

કોઈપણ રીતે પૃથ્વીકાય, અપકાય તેઉકાય, વાયુકાય, અને વનસ્પાતકાયાદિ એકેંદ્રિય જીવનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૪

કીડા, શંખ, છીપ, પુરા, જલો, અલસીઆં વગેરે બે ઇંદ્રિય જીવનો વધ થયો હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૫

કુંથુઆ, જુ, માંકડ, મંકોડા, કીડા વિગેરે જે તેરેન્દ્રિ જીવનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૬

વીંછી,માંખ,ભ્રમર વિગેરે ચતુરેંદ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ.૧૭

પાણીમાં વસનાર, જમીન ઉપર વસનાર કે આકાશમાં ઉડનાર કોઈ પણ પંચેન્દ્રિ જીવોનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ.૧૮

ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી અથવા પરવશપણાથી મેં મૂઢ થઇને જે અસત્ય વચન કહ્યું હોય તે હું નિંદું છું. તેની ગર્હા કરૂં છું.૧૯

કપટ કલાથી બીજાને છેતરીને થોડું પણ નહિ આપેલું ધન મેં ગ્રહણ કર્યું હોય તે હું નિંદુ છું, તેની ગર્હા કરૂં છું. ૨૦

રાગ સહિત હૃદયથી દેવતાં સંબંધી, મનુષ્ય સંબંધી, અથવા તિર્યંચ સંબંધી જે મૈથુન મેં આચર્યું હોય તેની હું નિંદા ને ગર્હા કરૂં છું.૨૧.

ધન, ધાન્ય, સુવર્ણ નવપ્રકારના પરિગ્રહ સંબંધમાં જે મમત્વભાવ મેં ધારણ કર્યો હોય તેની હું નિંદા–ગર્હા કરૂં છું. ૨૨.

જુદી જુદી જાતનાં રાત્રિભોજન ત્યાગના નિયમોમાં મારાથી જે ભુલ થઈ હોય તેની હું નિંદાને ગર્હા કરૂં છું. ૨૩.

જીનેશ્વર ભગવાને કહેલો બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો તપ જે મારી શકિતપ્રમાણે ન કર્યો હોય તેની હું નિંદા ને ગર્હા કરૂં છું. ૨૪.

મોક્ષપદને સાધવાવાળા યોગમાં મન વચન અને કાયાથી સદા જે વીર્ય ન ફેરવ્યું તેની હું નિંદા અને ગર્હા કરૂં છું. ૨૫.

પ્રાણાતિપાતવિરમણવ્રત વિગેરે બારવ્રતોનો સમ્યક વિચાર કરી જ્યાં ગ્રહન કરેલામાં ભંગ થયો હોય તે હવે જણાવું તું કોપરહિત થઇને સર્વે જીવોને ક્ષમા આપ, અને પૂર્વનું વેર દુર કરીને સર્વે મિત્રો હોય તેમ ચિન્તવ.

પ્રાણાતિપાત—મૃષાવાદ, મિથ્યાત્વશલ્ય, આ મોક્ષ માર્ગની સન્મુખ જતાં વિઘ્નભુત અને દુર્ગતિના કારણભૂત અઢાર પાપસ્થાનકોનો ત્યાગકર.

જે ચોત્રીશ અતિશય યુકત છે, અને જેમણે કેવળજ્ઞાનથી પરમાર્થને જાણ્યા છે, અને દેવતાઓએ જેમનું સમોવસરણ રચ્યું છે, એવા અર્હંતોનું મને શરણ હોજો.

જે આઠ કર્મથી મુક્ત છે, જેમની આઠ મહા પ્રતિહાર્યોએ શોભા કરી છે અને આઠ પ્રકારના મદના સ્થાનકોથી જે રહિત છે, તે અર્હંતોનું મને શરણ હોજો.

સંસારરૂપી ક્ષેત્રમાં જેમણે ફરી ઉગવાનું નથી, ભાવ શત્રુઓને નાશ કરવાથી અરિહંત બન્યા છે, અને જે ત્રણ જગતને પૂજનીય છે તે અર્હંતોનું મને શરણ હોજો.

ભયંકર દુઃખરૂપી લાખો લહરીઓથી દુઃખે કરી તરી શકાય એવો સંસારસમુદ્ર જે તરી ગયા છે, અને જેઓને સિદ્ધિસુખ મળ્યું છે, તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૫

તપરૂપી મુદ્ગરથી જેમણે ભારે કર્મરૂપી બેડીઓ તોડી નાંખી મોક્ષસુખ મેળવ્યું તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૫

ધ્યાનરૂપી અગ્નિના સંયોગથી સકળ કર્મરૂપ મળ જેમણે બાળી નાંખ્યો છે અને જેમનો આત્મા સુવર્ણમય નિર્મળ થયો છે તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૭

જેમને જન્મ નથી, જરા નથી, મરણ નથી, તેમજ ચિત્તનો ઉદ્વેગ નથી ક્રોધાદિ કષાય નથી, તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૮

બેતાલીશ દોષરહિત ગોચરી કરીને જે અન્નપાણી ( આહાર ) લે છે તે મુનિઓનું મને શરણ હોજો. ૩૯

પાંચ ઈંદ્રિયોને વશ રાખવામાં તત્પર, કામદેવના અભિમાનનો પ્રચાર જીતનારા, બ્રહ્મચર્યને ધારણ કરનારા મુનિઓનું મને શરણ હોજો.૪૦

જે પાંચ સમિતિઓ સહિત છે, પાંચ મહાનવ્રતનો ભાર વહન કરવાને જે વૃષભ સમાન છે, અને જે પંચમ ગતિ (મોક્ષ)ના અનુરાગી છે તે મુનિઓનું મને શરણ હોજો. ૪૧

જેમણે સકળ સંગનો ત્યાગ કર્યો છે, જેમને મણિ અને તૃણ, મિત્ર અને શત્રુ સમાન છે, જે ધીર છે અને જે મોક્ષમાર્ગને સાધવાવાળા છે, તે મુનિઓનું મને શરણ હોજો. ૪૨

કેવળજ્ઞાનને લીધે દિવાકર સરખા તિર્થંકરોએ પ્રરૂપેલા અને જગતના સર્વ જીવોને હિતકારી એવા ધર્મનું મને શરણ હોજો. ૪૩

કરોડો કલ્યાણને ઉત્પન્ન કરનારી અને અનર્થ રચનાનો નાશ કરનારી જીવદયાનું જેમાં વર્ણન થાય છે, એવા ધર્મનું મને શરણ હોજો. ૪૪

પાપના ભારથી દબાએલા જીવને કુગતિરૂપી કુવામાં પડતો જે ધારણ કરી રાખે છે, તેવા ધર્મનું મને શરણ હોજો. ૪૫

સ્વર્ગ અને મોક્ષરૂપ નગરે જવાના માર્ગમાં ગુંથાએલા લોકને સાર્થવાહરૂપ છે, અને સંસારરૂપ અટવી પસાર કરાવી આપવામાં સમર્થ છે તે ધર્મનું મને શરણ હોજો. ૪૬

આ પ્રમાણે ચાર પ્રકારના શરણને ગ્રહણ કરનાર અને સંસારનામાર્ગથી વિરક્ત ચિત્તવાળા મેં જે કાંઇ પણ દુષ્કૃત કર્યું હોય તેની હમણા આ ચાર (અરિહંત, સિદ્ધ, સાધુ, અને સર્વજ્ઞભાષીત ધર્મ) ની સમક્ષ નિંદા કરું છું. ૪૭

મિથ્યાત્વથી વ્યામોહ પામીને ભમતા મેં મન, વચન, કે કાયાથી કુતીર્થ (અસત્ય મત) નું સેવન કર્યું હોય તે સર્વની અત્ર હમણાં નિન્દા કરું છું. ૪૮

જીન ધર્મ માર્ગને જો મેં પાછળ પાડયો હોય અથવા તો અસત્ય માર્ગ પ્રગટ કર્યો હોય, અને જો હું બીજાને પાપના કારણભૂત થયો હોઉં તો તે સર્વની હમણાં હું નિન્દા કરૂં છું. ૪૯

જન્તુઓને દુઃખ આપનારા હળ, સાંબેલું, વગેરે જે જે તૈયાર કરાવ્યાં હોય અને પાપી કુટુંબનું જે મેં ભરણપોષણ કર્યું હોય તે સર્વની હમણાં હું નિંદા કરૂં છું. ૫૦

જીનભુવન, પ્રતિમા, પુસ્તક અને(ચતુર્વિધ) સંઘરૂપ સાત ક્ષેત્રમાં જે ધન બીજ મેં વાવ્યું હોય તે સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૫૧

આ સંસારરૂપી સમુદ્રમાં વહાણ સમાન જ્ઞાન, દર્શન અને ચારિત્ર જે સમ્યગ્ રીતે પાળ્યાં હોય તે સુકૃત્યની હું અનુમોદના કરૂં છું. ૫૨

અરિહિંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધર્મિક અને જૈન સિદ્ધાંતને વિષે જે બહુમાન મેં કર્યું હોય તે સુકૃતની હું અનુમોાન કરૂં છું.૫૩

સામયકમાં ચતુર્વિંશતી ;સ્તવન ( ચોવીશ ભગવાનની સ્તુતિ) અને છ આવસ્યકમાં જે મેં ઉઘમ કર્યો હોય તે સર્વ સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૫૪

આ જગતમાં પૂર્વે કરેલાં પુણ્ય પાપ એજ સુખ દુઃખનાં કારણો છે અને બીજું કોઈ પણ માણસ નથી એમ જાણીને શુભ ભાવ રાખો ૫૫

પૂર્વે નહિ ભોગવાયેલા કર્મને ભોગવવાથીજ છુટકારો છે. પણ ભોગવ્યાવિના છુટકારો નથી, એમ જાણીને શુભ ભાવ રાખો. ૫૬

જે ભાવવિના ચરિત્ર, વ્રત, તપ, દાન, શીળ, વગેરે સર્વ આકાશનાં ફુલની માફક નિરર્થક છે તેમ માનીને શુભ ભાવ રાખો.૫૭

મેં નરકના નારકીપણે તીક્ષણ દુઃખ અનુભવ્યું તે વખતે કોણ મિત્ર હતો તેમ માનીને શુભ ભાવ રાખો. ૫૮

સુરાચલ (મેરૂ પર્વત) ના સમૂહ છેટલો આહાર ખાઈને પણ તને સંતોષ ન વળ્યો, માટે ચતુર્વિધ આહારનો ત્યાગ કર. ૫૯

દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક, આ ચાર ગતિમાં મનુષ્યને આહાર સુલભ છે, પણ વિરતિ દુર્લભ છે, એમ માનીને ચતુર્વિધ આહારનો ત્યાગ કરો. ૬૦

કોઈ પ્રકારના જીવ સમુદાયને વધ કર્યા વગર આહાર થઇ શકે નહિ, તેથી ભવમાં

ભ્રમાણુ કરવારૂપ દુઃખના આધારભૂત ચારે પ્રકારના આહારનો ત્યાગ કર. ૬૧

જે આહારનો ત્યાગ કરવાથી દેવનું ઇન્દ્રપણું પણ હાથના તળીઆમાં હોય તેવું થાય છે અને મોક્ષસુખ પણ સુલભ થાય છે તે ચારે પ્રકારના આહારનો ત્યાગ કર. ૬૨

જુદા જુદા પ્રકારના પાપ કરવામાં પરાયણ એવો જીવ પણ નમસ્કાર મંત્રને અન્ત સમયે પણ પામીને દેવપણું પામે છે તે નમસ્કાર મંત્રનું મનની અંદર સ્મરણુ કર. ૬૩

સ્ત્રીઓ મળવી સુલભ છે, રાજ્ય મળવું સુલભછે, દેવપણું પામવું સુલભ છે. પણ દુર્લભમાં દુર્લભ નવકાર મંત્ર પામવો તે છે. તેથી મનની અંદર નવકાર મંત્રનું મનની અંદર સ્મરણુ કર. ૬૪.

એક ભવમાંથી બીજા ભવમાં જતાં ભવિકોને જે નવકાર મંત્રની સહાયથી પરભવને વિષે મનોવાંછિત સુખ સંભવે છે. તે નવકાર મંત્રનું મનની અંદર સ્મરણુ કર. ૬૫.

જે નવકાર મંત્રને પામવાથી ભવરૂપ સમુદ્ર ગાયની ખરી જેટલો થાય છે, અને જે મોક્ષના સુખને સત્ય કરી આપે છે, તે નમસ્કાર મંત્રને મનની અંદર તું સ્મર. ૬૬

આ પ્રકારની ગુરૂએ ઉપદેશેલી પર્યન્તરાધના સાંભળીને સકલ પાપ વોસરાવીને આ નમસ્કાર મંત્રનું સેવન કર. ૬૭

પંચપરમેસ્ટીનું સ્મરણ કરવામાં તત્પર એવો રાજસિંહ કુમાર મરણુ પામીને પાંચમાં દેવલોકમાં ઇંદ્રપણું પામ્યો. ૬૮

તેની સ્ત્રી રત્નવતી પણુ તેજ પ્રકારે અરાધીનેજ પાંચમા કલ્પને વિષે સામાનિક દેવપણું પામી. ત્યાંથી ચવીને બન્ને મોક્ષે જશે.૬૯

આ સંવેગ ઉત્પન્ન કરનાર સોમસુરીએ રચેલી આ પર્યન્તારાધના જે રૂડીરીતે અનુસરસે તે મોક્ષસુખ પામશે.

ઇતિશ્રી–સોમસુરિએ બનાવેલી 'પર્યન્તારાધના' સમાપ્ત.

---

# અથ પુરૂષને પરસ્ત્રી ત્યાગ આશ્રયી શીખામણુ.

॥ સુણ ચતુર સુજાણ, પરનારી શું પ્રિતિ કબુ નવ કીજીએ. ॥ એ આંકણી ॥ હાંરે જેણેં પરનારીશું પ્રીતિ કરી, તેને હૈડે રૂંધણુ થાય ઘણી, તેણેં કુળ મરજાદા કાંઈ ન ગણી ॥સુ૦॥ ॥૧॥ તારી લાજ જાસે નાત જાતમાં, તું તો

હળુઓ પડીસ સહુ સાથમાં, એ ધુંમાડો ન આવે હાથમાં ॥ સુ૦ ॥ ૨ ॥ હાંરે સાંજ પડે રવિ આથમે, તાહારો જીવ ભમરાની પરે ભમે, તુને ઘરનો ધંધો કાંઇ ન ગમે ॥ સુ૦ ॥ ૩ ॥ હારે તું જઇને મળીશ દૂતીને, તાહરૂં ધન લેશે સર્વે ધુતીને, પછી રહીશ હૈડું કૂટીને ॥ સુ૦ ॥ ॥ ૪ ॥ તું તો બેઠો મૂછો મરડીને, તાહરૂં કાળજુ ખાસે કરડીને, તારૂં માંસ લેસે ઉઝરડીને ॥ સુ૦ ॥ ૫ ॥ હાંરે તુંને પ્રેમના પ્યાલા પાઇને, તાહારાં વસતર લેશે વાહીને, તુંને કરશે ખોખું ખાઇને ॥ સુ૦ ॥ ૬ ॥ હાંરે તુ તો પર મંદીરમાં પેસીને, તીહાં પારકી સેજે બેસીને તેં ભોગ કર્યા ઘણું હેંસીને ॥ સુ૦ ॥ ૭ ॥ હાંરે જેમ ભુજંગ થકી ડરતા રેહેવું, તેમ પરનારીને પરિહરવું, હાંરે ભવસાયર ફેરો નવી ફરવું ॥ સુ૦ ॥ ૮ ॥ વાહલા પરણી નારીથી પ્રીત સારી, એ માથું વઢાવે પરનારી, તુંમે નિશ્ચે જાણજો નિરધારી ॥ સુ૦ ॥ ૯ ॥ એ સદ્દગુરૂ કહે તે સાચું છે, તાહરી કાયાનું સરવે કાચું છે, એક નામ પ્રભુનું સાચું છે. ॥ સુ૦ ॥ ૧૦ ॥

(માગધીપરથી ભાષાંતર કર્તા મણિલાલ નથુભાઈ દોશી બી. એ.



સુરત-ચૌટાના પુલ ઉપર પોસ્ટ એ
સામુ "સુરત [illegible]" પ્રિન્ટીંગ પ્રેસ
ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.

